# શબ્દ શિક્ષણ

ધોરણ

પહેલું તથા બીજું.


કરનાર

રતનશી પુરૂષોત્તમ અનડા

હેડમાસ્તર જનાના મિશન ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ.



છપાવી પ્રસીદ્ધ કરનાર.

**સુખલાલ નાથાલાલ શાહ.**

બુકસેલર અને પબ્લીશર

રીચીરોડ—અમદાવાદ.





સને ૧૯૨૦ આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

આ ડીબાચો શ્રી કેસરીઆજી પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. વાડીલાલ કેશવલાલે છાપ્યો-ઘીકાંટા, **અમદાવાદ.**

કીંમત ૦—૩—૦

# પ્રસ્તાવના.



શિક્ષણના ઘણા વિષયો પૈકી વાચન, લેખન ને ગણિત એ ત્રણ મુખ્ય છે; તેથી એ ત્રણે સારા શિખવવા દરેક ઉત્તમ શિક્ષક પુરતી સંભાળ લે છે ને તેના સારા શિક્ષણ માટે બનતો શ્રમ કરે છે. આ ત્રણે વિષયની શરુઆત બાળવર્ગમાં થાય છે તેથી બાળવર્ગમાં એ ત્રણેનાં મૂળતત્ત્વોનું જેટલું ઉંચું ને સંગીન જ્ઞાન અપાય તેટલું બાળકોને ભવિષ્યમાં વિશેષ ઉપયોગી થાય છે; એટલે બાળવર્ગથી જ એ ત્રણે વિષયો પર ભારે ધ્યાન દેવાની જરૂર છે.

આ પુસ્તક શબ્દશિક્ષણનું છે; તેથી શબ્દશિક્ષણને માટે કહેતાં કહેવું જોઈએ કે બાળવર્ગને લેખનના સંબંધમાં મૂળાક્ષર ને બારાક્ષરીનું જ્ઞાન આપવાનું છે. એ કેવી રીતે ક્રમસર શિખવવાં તે બાળપોથીમાં બહુ સ્પષ્ટપણે વર્ણવ્યું છે. તેમાં વર્ણવ્યા પ્રમાણે જો શિક્ષક સંભાળપૂર્વક શિખવે તો અવશ્ય મૂળાક્ષરો ને બારાક્ષરીનું તથા તેના શબ્દલેખનનું ઉત્તમ જ્ઞાન બાળકોને આપી શકે.

પહેલી ચોપડીથી બાળકોને જોડાક્ષરનું જ્ઞાન શરૂ થાય છે એ જ્ઞાનને માટે વાચનપાઠોમાં જેમ જેમ જોડાક્ષરો આવતા જાય છે તેમ તેમ પાઠને મથાળે તે શબ્દો કેવી રીતે બન્યા છે તેની સમજ આપેલી છે. જો કે, વાચન શિખવવાના સંબંધમાં આ ગોઠવણ યુક્ત ને સંતોષકારક છે ને પાઠને મથાળે આપેલી એ

ટલી સમજ જોડાક્ષરના વાચન માટે પસંદ કરવા જેવી છે, પરંતુ જોડાક્ષરના લેખનશિક્ષણ માટે એટલી ગોઠવણ પુરતી થઈ પડે નહિ; કેમકે જોડાક્ષરનું ખરૂં શિક્ષણ એ છે કે જોડાક્ષરના જોડવાના અવયવો યોગ્ય રીતે જોડતાં બાળકોને આવડવા જોઇએ, તે ઉપરાંત જે જાતનો જોડાક્ષર બાળકો શીખે તે જાતના બીજા જોડાક્ષરો તેને લખતાં ને વાંચતાં આવડવા જોઇએ. આ બે વાત પૈકી પહેલી વાત પાઠના મથાળાના શબ્દોથી શિક્ષક સારી રીતે બતાવી યા શિખવી શકે પરંતુ બીજી વાત એક જુદી જાતના સંગ્રહ વગર બરાબર બતાવી શકે નહિ; ને તેને પરિણામે જોડાક્ષરનું શિક્ષણ અપૂર્ણ રહે; જેથી ઘણીવાર એવું માલમ પડે છે, કે બાળકોને પાઠને મથાળે આપેલા શબ્દો લખતાં આવડે છે પણ તેને મળતા કે તેના જેવા બીજા જોડાક્ષરો લખાવવામાં આવે તો તેવા શબ્દો બાળકો મુદ્દલ લખી શકતાં નથી. આ કોઇપણ રીતે ઈષ્ટ કહેવાય નહિ.

શિક્ષકોની એ મુશ્કેલી ટાળવા ને પહેલી ચોપડીમાંથીજ જોડાક્ષરના શિક્ષણનો પાયો મજબુત નંખાય એવા આશયથી પહેલી ચોપડીમાંથી જોડાક્ષરનું શિક્ષણ ક્રમસર કેવી રીતે આપવું તે આ પુસ્તકમાં બતાવ્યું છે. તેમ કરતાં કેટલાક જોડાક્ષરની ખાસ ખાસિયતો શી છે તે પર પણ શિક્ષકોનું લક્ષ ખેંચવામાં આવ્યું છે. વળી મળતા જોડાક્ષરો શિક્ષકો એક સાથે શીખવી શકે તે વાસ્તે એક જોડાક્ષર શિખવતાં તેને મળતા તેજ ચોપડીમાંથી બીજા ક્યા ક્યા જોડાક્ષરો શિખવવાના છે તેને લગતી સારી ને વિચારપૂર્વક તારવી કાઢેલી નોંધ પણ બાજુએ આપેલી છે.

બીજા ધોરણને લગતી નોંધમાં પહેલી ચોપડીમાં શીખી ગએલા શબ્દોને મળતા શબ્દો આવે છે તે બતાવવા પહેલી ચોપડીમાંના કેટલાક શબ્દો પણ મૂકેલા છે જે બાળકોને મુકાબલા માટે ઘણા ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તકમાં જોડાક્ષરના ક્રમસરના શિક્ષણ ઉપરાંત લેખનમાં થતા સામાન્ય દોષો, તે ટાળવાના ઉપાય, ને સારા લેખન માટે શિક્ષકે શું શું કરવું અગત્યનું છે તે, વગેરે ઉપયોગી બાબતો ઘણાજ વિસ્તારથી વર્ણવી છે. જે શિક્ષકબન્ધુઓને ખાસ મનન કરવા જેવી છે.

આમ હોવાથી આ પુસ્તક પહેલા તથા બીજા ધોરણના શિક્ષકોને તેમજ વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઈ પડશે.

અમદાવાદ.<br>
માંડવીનીપોળ<br>
તા. ૬૭-૧-૨૦

ર. પુ. અનડા.



# શબ્દ લેખન.

બારાક્ષરીના અક્ષર કે અક્ષરસમૂહો બોલાય છે ને જેનો કંઈક અર્થ સમજાય છે તે શબ્દ કહેવાય છે. લખાણમાં શબ્દે-શબ્દ છુટ્ટો લખાય છે તેથી શબ્દ ઓળખવા એ બાળકોને માટે મુશ્કેલ કામ નથી. હવે શબ્દલેખન શરૂ કરતા પહેલાં શબ્દવાચન ને શબ્દોચ્ચાર પ્રથમ શિખવાય છે, કેમકે જેમ શુદ્ધ વાચન ને શુદ્ધ ઉચ્ચાર હશે તેમ શબ્દલેખન ઉત્તમ પ્રકારનું થશે. ઉત્તમ પ્રકારનું શબ્દલેખન કર્યું તે કહેતા પહેલાં લેખનમાં કયા કયા દોષ થાય છે તે પ્રથમ દર્શાવવામાં આવે છે જે જાણીને શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને તેવા દોષથી મુક્ત રાખવા કાળજી રાખે તો સ્વાભાવિક રીતે બાળકોનું લેખન શુદ્ધ ને સારૂં થશે.

## લેખનમાંના સામાન્ય દોષો ને તેનું નિવારણ.

૧ **મૂળાક્ષરોનું અજ્ઞાન**—ઘણાં બાળકોને બાળપોથીમાં મૂળાક્ષરોનું જ્ઞાન બરાબર થયું હોતું નથી કે થએલું વિસ્મૃત થઈ ગયાં હોય છે, તેથી એકને સ્થાને બીજો અક્ષર લખી નાખે છે. આવી ભૂલો ન થાય માટે મૂળાક્ષરો બરાબર પાકા કરાવવા.

૨ **મૂળાક્ષરો લખવાની રીતનું અજ્ઞાન**—એટલે અમુક અક્ષર અમુક રીતે લખવો જોઇએ તે બાળકો સમજતાં હોતાં નથી આવી ભૂલ ન થાય માટે દરેક અક્ષરો લખવાની રીત બરાબર શિખવવી.

૩ **અક્ષરોના ઝીણા ભેદનું અજ્ઞાન**—એટલે 'ઘ' ને 'ધ', 'પ' ને 'ય', 'ચ' ને 'મ', વગેરેનો ભેદ બાળકોના મનમાં બરાબર ઠસેલો હોતો નથી તેથી 'ઘ' ને સ્થાને 'ધ' ને 'ધ' ને સ્થાને 'ઘ' લખે છે. આવી ભૂલો ન થાય માટે મળતા અક્ષરોના ઝીણા ભેદની છાપ બાળકોના મગજ પર બરાબર પાડવી.

૪ **ઉચ્ચારભેદનું અજ્ઞાન**—એટલે 'ચ, છ, શ, ષ, સ,' વગેરેનો, 'ડ ને દ' નો, 'જ ને ઝ' નો તથા 'ઉ ને ઊ' નો ઉચ્ચારભેદ બાળકોના મનમાં ઠસેલો હોતો નથી; તેથી એકને સ્થાને બીજો લખી દે છે ને લેખન અશુદ્ધ થાય છે. બાળકો આવી ભૂલો ન કરે માટે શિક્ષકે તેવા અક્ષરોનો ઉચ્ચારભેદ બરાબર સમજાવવો.

૫ **અક્ષરોનું અસમાન કદ**—બાળકો શબ્દ લખે છે ત્યારે બધા અક્ષરો સરખા કરવાને બદલે કોઈ મોટો ને કોઈ નાનો કરે છે આથી શબ્દ બેડોળ લાગે છે. આ દોષ ઘણો સામાન્ય છે તે દૂર કરવા શરૂઆતમાં બાળકોને બે લીટીની વચ્ચે લખાવવાનો મહાવરો કરાવવો.

૬ **અક્ષરોનાં પાંખડાંનું અસમાન કદ**—ઘણીવાર બાળકો અક્ષરોનાં પાંખડાંનાં કદ માપ પ્રમાણે કરતાં નથી તેથી અક્ષરો બહુ બેડોળ લાગે છે. આવી ભૂલ મટાડવાનો ઉત્તમ ઉપાય શરૂઆતમાં ત્રણ લીટીઓની વચ્ચે લખાવવું એ છે. એથી પાંખડાં માપ પ્રમાણે થશે.

૭ **અક્ષરો સીધી લીટીમાં ન લખવા**—ઘણીવાર બાળકો અક્ષરો સીધી લીટીમાં લખવાને બદલે ત્રાંસી કે વક્ર લીટીમાં

લખે છે. આ દોષ દૂર કરાવવા બાળકોને લીટીઓ અંકા-વીને લખાવવું.

૮ **બહુ નાના અથવા બહુ મોટા અક્ષરો લખવા**—આ દોષ ઘણો સામાન્ય છે. કેટલીકવાર પહેલા ધોરણનાં છોકરાં સાતમા ધોરણના વિદ્યાર્થી કરતાં પણ નાના અક્ષરો લખે છે, જેવાકે 'મગન' આવા લખાણથી તેમની આંખને નુકસાન થાય છે, શિક્ષકથી અક્ષરના દોષ પકડાતા નથી ને વાંચ-નારને મુશ્કેલી પડે છે. આથી ઉલટું કેટલાંક છોકરાં બહુજ મોટા અક્ષરો લખે છે. આવા લખાણથી સ્લેટમાં જોઈએ તેટલું લખી શકાતું નથી ને અવયવોનું પ્રમાણ જળવાતું નથી. આમ હોવાથી આ ધોરણમાં સાધારણ કદના એટલે ાા ઇંચ લંબાઈના અક્ષરો લખવાની ટેવ પાડવી ને બીજા ધોરણમાં તેથી સહેજ નાના એટલે $\frac{3}{8}$ ઇંચ લંબાઈના અ-ક્ષરો કરાવવા.

૯ **જોડણીનું અજ્ઞાન**—કેટલીકવાર બાળકોને જોડણી આવ-ડતી નથી તેથી 'જુ' આમ કરવાને બદલે આમ 'જ઼ુ' કરે છે ને 'જી' આમ કરવાને બદલે 'જ઼ી' આમ કરે છે. એવી ભૂલો શિક્ષકે જવા દેવી નહિ.

૧૦ **સ્વરનાં નિશાનો વ્યંજન પર ક્યાં ને કેવી રીતે કરવાં તેનું અજ્ઞાન**—આ ભૂલ ઘણી ભારે છે ને બાળકો તે માટે ઘણાં બેદરકાર રહે છે. શિક્ષકે આ દોષ મટાડવા બારાક્ષરી શિખવતી વખતે સ્વરનાં નિશાનો કેવી રીતે કરવાં ને ક્યાં અડાડવાં તે પર બાળકોનું લક્ષ બરાબર ખેંચવું ને એવી ભૂલો બાળકો કરે તે જતી કરવી નહિ.

૧૧ **'કૂ' ને 'કૃ'-ના ભેદનું અજ્ઞાન**—ઘણાં બાળકો આ ભૂલ કરે છે માટે શિક્ષકે તે ભેદ બરાબર સમજાવવો.

૧૨ **અનુસ્વારનું અજ્ઞાન**—ઘણીવાર બાળકો અનુસ્વાર મૂકવાનું હોય ત્યાં મૂકતાં નથી ને નહિ મૂકવાનું હોય ત્યાં મૂકે છે. જેમ કે 'આંધળા' ને બદલે 'આધળા' અને 'જગું' ને બદલે 'જગુ' આવી ભૂલો મટાડવા. ઉચ્ચાર તરફ બાળકોનું લક્ષ ખેંચવું એ જ ખરો ઉપાય છે.

૧૩ **જુદા જુદા શબ્દો સાથે લખવા**—આ દોષ બહુ સામાન્ય છે. કેટલાંક બાળકો શબ્દો એવા પાસે પાસે લખે છે કે એક શબ્દ બીજાથી જુદો દેખાતો નથી. જેમકે 'પેલા છગનેમારીચોપડીફાડી' આવું લખાણ લખનારને પોતાને ફરીને કે બીજાને વાંચવું હોય તો ઘણું મુશ્કેલ પડે છે. આ દોષ મટાડવા શબ્દો છુટા છુટા લખાવવા.

૧૪ **એક શબ્દના અક્ષર બીજા શબ્દ સાથે લખવા**—જેમકે ' હું દુકા નમાંડું ' આવા દોષ મટાડવા શિક્ષકે કયા અક્ષરો સાથે બોલાય છે તે પર બાળકોનું લક્ષ ખેંચવું.

૧૫ **શબ્દના અક્ષરો બહુ છુટા લખવા**—ઘણીવાર બાળકો જે અક્ષરોનો શબ્દ બનેલો હોય તે યોગ્ય અંતરે પાસે પાસે લખવાને બદલે બહુ દૂર દૂર લખે છે, જેમકે, ' ત ર વા ર ' આ દોષ મટાડવા કેટલે દૂર અક્ષરો કરવા તે તરફ લક્ષ ખેંચવું.

૧૬ **સંધાન રેષાનું અજ્ઞાન**—બાળકો શબ્દ લખતાં હોય ત્યારે લીટી પૂરી થાય ને શબ્દ અધુરો રહે તેવે વખતે

અધુરા શબ્દનો બાકીનો અવયવ બીજી લીટીમાં લખવો પડે છે ત્યારે તે તૂટેલા શબ્દની પછી '—' આવી લીટી કરવાનો રિવાજ છે તે બાળકો જાણતાં નહિ હોવાથી તેવી લીટી કરતાં નથી; માટે શિક્ષકે સંધાનરેખાની સમજ બરાબર આપવી.

૧૭ જોડાક્ષરના અવયવો જોડવાનું અજ્ઞાન—આ ધોરણનાં બાળકો આ બાબતમાં ઘણીજ ભૂલો કરે છે ને તે બાબતમાં શિક્ષક બેદરકાર રહે તો શરુઆતથીજ ખોટી રીતે અક્ષરો જોડવાની બાળકોને ટેવ પડી જાય છે, જે ટેવ મોટી ઉંમરે પણ કાયમ રહે છે. આ દોષમાંથી બાળકો બચે માટે આ ચોપડીમાં તે બાબત પાછળના ભાગમાં બહુ વિગતવાર વર્ણન કર્યું છે. તે વાંચી, જોડાક્ષરના ભાગો લક્ષપૂર્વક નિહાળી, તેવી રીતે બધા જોડાક્ષરો શિખવવા. જોડાક્ષરની શરુઆત આ ધોરણમાં થાય છે તેથી તે વિષય ખાસ મહત્ત્વનો છે.

## સારૂં લેખન.

જે લેખન શુદ્ધ, સ્વચ્છ, સારા મરોડદાર અક્ષરવાળું, ને લેખનના દોષ વગરનું હોય તે સારૂં લેખન કહેવાય.

# સારૂં લેખન કરાવવાના ઉપાય.

૧. લેખનમાં થતા સામાન્ય દોષો શિક્ષકે ધ્યાનમાં રાખવા ને તેવા દોષો બાળકો ન કરે તેવી તેણે હંમેશાં કાળજી રાખવી.

૨. શિક્ષકે પોતે શુદ્ધ ઉચ્ચારે બોલવું.

૩. શિક્ષકે પોતે દોષરહિત ને નમુનાલાયક લખવું.

૪. બાળકોના હાથ, કપડાં ને સ્લેટો સ્વચ્છ રખાવવાં.

૫. દરેક બાળક પાસે લખવાની પેન મોટી રખાવવી.

૬. સ્લેટમાં ફૂટપટી કે બીજાં કોઈ સાધનોથી લીટીઓ દોરાવવી. દોરેલી લીટીઓ બધાંની લગભગ એક સરખા છેટાની હોવી જોઇએ. સારૂં આંકતાં આવડ્યા પહેલાં લખાવવાની ઉતાવળ કરવી નહિ.

૭. આંકેલી લીટીઓમાં શબ્દો કેવી રીતે લખવા તેનો નમુનો શિક્ષકે કા. પા. પર આપવો ને બાળકો પાસે તેની નકલ કરાવવી. ( નકલ કરવામાં ભૂલ ન કરે ત્યાં સુધી નકલ કરાવવાનું ચાલુ રાખવું. )

૮. જે શબ્દો બાળકોએ વાંચ્યા કે સાંભળ્યા હોય તેજ લખાવવા. તદન નવા ને અપરિચિત શબ્દો હોય તે રીતસર કા-પા પર શિખવ્યા સિવાય કદી લખાવવા નહિ.

૯. લખાવતી વખતે બાળકો સમજી શકે તેવી રીતે ઉચ્ચાર કરવો ને તેમ કરતાં જોઇએ તેથી વધારે ઉતાવળ કે ધિમાશ કરવી નહિ.

૧૦. કોઇપણ શબ્દ એકથી વધારે વાર બોલવો નહિ.

૧૧. લખાવતી વખતે બાળકોને વચ્ચે બોલવા દેવાં નહિ.

૧૨. લખાવી રહ્યા પછી બાળકોને પોતાનું લખાણ વાંચી જવા કહેવું.

૧૩. લખાવેલું જોતી વખતે સામાન્ય દોષ પૈકીનો કોઈપણ દોષ કર્યો હોય તે જવા દેવો નહિ.

૧૪. જોઈ રહ્યા પછી થએલી ભૂલો બાળકો પાસેજ સુધરાવવી ને તેમ કરતાં તેમણે શી ભૂલ કરી છે તે પર તેમનું બરાબર લક્ષ ખેંચવું.

૧૫. ભૂલો કરેલા શબ્દો બાળકો પાસે ફરીને લખાવવા.

૧૬. થોડી ભૂલો ને સારા અક્ષરો કરનારને નંબર આપવા.

---

## લેખનવખતે વિદ્યાર્થીની સ્થિતિ.

૧. વિદ્યાર્થી આગળ ઢળતી મેજ રાખવી, તેવી મેજ પર સ્લેટો રાખીને બાળકો લખે તેમ કરવું; પણ જો તેવી સવડ ન હોય તો ખોળામાં સ્લેટો રખાવવી.

૨. સ્લેટો આંખથી બહુ દૂર કે બહુ નજીક રાખવા ન દેવી.

૩. સ્લેટો ડાબા હાથમાં પકડાવવી. તેમ કરાવતાં તે હાથનાં ૪ આંગળાં નીચે ને અંગુઠો ઉપર રાખે તેમ કહેવું.

૪. પ્રકાશ ડાબી બાજુથી આવે તેમ બેસાડવાં.

૫. એકબીજામાં જોવાને લલચાય નહિ તેમ બેસાડવાં.

૬. પેન જમણા હાથમાં એવી રીતે પકડાવવી કે તે અંગુઠો ને તેની પાસેની આંગળી વચ્ચે રહે.

૭. લખતી વખતે બહુ ઉતાવળ કે બહુ ધિમાશ કરવા દેવી નહિ.

૮. બાળકોને અંદરઅંદર વાત કરવા ન દેવી.

૯. બાળકોનું ધ્યાન શિક્ષકના અવાજ તરફજ હોવું જોઇએ.

૧૦. લખતી વખતે બાળકો બહુ વાંકાં ન વળે તે ધ્યાનમાં રાખવું.

# શબ્દશિક્ષણ.

## ધોરણ પહેલું.

### મૂળાક્ષર.

#### સ્વર.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ,
એ, ઐ, ઓ, ઔ, અં, અઃ

#### વ્યંજન.

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ,
જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ,
ણ, ત, થ, દ, ધ, ન, પ,
ફ, બ, ભ, મ, ય, ર, લ,
વ, શ, ષ, સ, હ, ળ.

---

ટીપ—સ્વર ને વ્યંજનનો ભેદ એ છે કે સ્વરો એકલા બોલાય છે ને વ્યંજનો એકલા બોલાતા નથી. વ્યંજનોનો ઉચ્ચાર કરવામાં તેની સાથે સ્વરની મેળવણી કરવી પડે છે. સ્વરો બાર છે, તેથી દરેક વ્યંજન સાથે બાર સ્વરો મેળવતાં દરેક વ્યંજનનાં બાર રૂપો થાય તે બારાક્ષરી—બારાખડી કહેવાય છે. વ્યંજનમાં જ્યારે સ્વરો મેળવાય છે ત્યારે સ્વરો પોતાના અસલ રૂપમાં નહિ મળતાં ટુંકાં રૂપોમાં મળે છે. સ્વરોનાં એવાં ટુંકાં રૂપો નીચે આપ્યાં છે.

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| *સ્વર- | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| સ્વરનાં નિશાનો- | | ા | િ | ી | ુ | ૂ | ે | ૈ | ો | ૌ | ં | ઃ |
| નિશાનોનાં નામ. | કંઇ નહિ | કાનો | હ્રસ્વ ઇ કે અજણુ | દીર્ઘ ઈ કે અજણુ | હ્રસ્વ ઉ કે વરડુ | દીર્ઘ ઊ કે વરડુ | એક માત્ર | બે માત્ર. | કાનો માત્ર. | કાનો બે માત્ર | માથે મીંડું | આગળ બે મીંડાં |

ટીપ— ઉપરનાં નિશાનો વ્યંજનો સાથે કેવી રીતે મળે છે તે જોતા પહેલાં એક વાત જાણવી જોઇએ તે એ છે, કે ' ક ' આવી રીતે લખાતો વ્યંજન તે માત્ર એકલો વ્યંજન નથી પરંતુ 'અ' સ્વર મેળવેલો વ્યંજન છે. વ્યંજનનું ખરૂં સ્વરૂપ તો 'ક્' આવું છે તેથી તેમાં 'અ' મેળવતાં વિશેષ ફેરફાર નહિ કરતાં ' ્ ' આવું વ્યંજનદર્શકચિહ્ન જે નીચે મુકાય છે તે કાઢી નાખવામાં આવે છે, ને 'ક' આમ લખાય છે. વ્યંજનોમાં બીજા સ્વરો મેળવતાં પણ વ્યંજનદર્શક ચિહ્ન કાઢી નાખવામાં આવે છે.

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વ્યંજન— | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ | ક્ |
| મેળવવાનો સ્વર | અ | આ | ઇ | ઇ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| થતું રૂપ | ક | કા | કિ | કી | કુ | કૂ | કે | કૈ | કો | કૌ | કં | કઃ |

---

* આ સ્વરો સિવાય ગુજરાતીમાં 'ઋ' સ્વર છે તેનું નિશાન ' ૃ ' આવું છે. પરંતુ તેનો ઉપયોગ પહેલા ધોરણમાં આવતો નથી તેથી આ સ્થળે બતાવ્યો નથી.

ટીપ—વ્યંજનોમાં સ્વર મેળવતાં તેનાં નિશાનો મેળવાય છે એ વાત ભૂલવી નહિ. ઉપર મુજબ દરેક વ્યંજનનાં બાર રૂપો થાય છે તે બારાક્ષરી કહેવાય છે. નમુના માટે બે ત્રણ વ્યંજનોની બારાક્ષરી નીચે આપી છે તે મુજબ બાળકો પાસે લખાવવી યાદ રાખો કે 'ઙ' ને 'ઞ' ની બારાક્ષરી થતી નથી.

# નમુનાની બારાક્ષરી.

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

છ છા છિ છી છુ છૂ છે છૈ છો છૌ છં છઃ

 જ જા જિ જી* જુ* જૂ* જે જૈ જો જૌ જં જઃ

ર રા રિ રી રુ* રૂ* રે રૈ રો રૌ રં રઃ

ટીપઃ—આ પ્રમાણે બધા વ્યંજનની બારાક્ષરી લખાવવી. '૦' અનુસ્વાર ':' વિસર્ગ દરેક સ્વરની પછી આવે છે પણ ઉપરની બારાક્ષરીમાં માત્ર 'અ' ની પછીજ દર્શાવેલ છે તે ફક્ત તેના ઉપયોગ માટેજ છે; તેથી જ્યારે અન્ય સ્વર પછી તે આવેલ હોય ત્યારે જોડણીમાં ધ્યાન દેવરાવવું જેમ કે 'તું' તેમાં 'ઉ' પછી અનુસ્વાર છે ને 'મેં' એમાં 'એ' પછી અનુસ્વાર છે. 'દુઃ' એમાં 'ઉ' પછી વિસર્ગ આવેલ છે.

---

* આવી નિશાનીવાળાં બારાક્ષરીનાં રૂપો સામાન્ય નિયમથી જુદી જાતનાં છે તેથી તે તરફ બાળકોનું ખાસ ધ્યાન ખેંચવું. ઘણીવાર એ તરફ ધ્યાન ખેંચેલું નહિ હોવાથી ઉંચાં ધોરણોમાં ગયા છતાં બાળકોને એ રૂપો લખતાં આવડતાં નથી.

# જોડાક્ષર કે સંયુક્ત વ્યંજનની સમજ.



બાળવર્ગમાં બાળકોને માત્ર સાદા શબ્દોનુંજ જ્ઞાન થયું છે; પણ પહેલી ચોપડીની શરુઆતથી જોડાક્ષરની સમજ આપવી જોઇએ. આ સમજ આપતાં જણાવવાનું કે " જ્યારે બે કે વધારે વ્યંજનો સાથે આવે છે ત્યારે તેનાથી બનેલા શબ્દો જોડાક્ષર કહેવાય છે. " આવે વખતે બે વ્યંજનો જોડાતાં તેમાંના પહેલા વ્યંજનનું ટુંકું ને બીજા વ્યંજનનું આખું રૂપ વપરાય છે પહેલા વ્યંજનના ટુંકા રૂપ માટે સામાન્ય નિયમ એવો છે, કે સીધી લીટી વગરના વ્યંજનો આખા મુકાય છે; તે કોઇવાર આગળ ને કોઈવાર ઉપર મુકાય છે, પરંતુ સીધી લીટીવાળા વ્યંજનો લીટી વગરના મુકાય, ને તે હંમેશાં પહેલા મુકાય છે. " આ માત્ર સામાન્ય નિયમ છે. દરેક વ્યંજનને માટે ખાસ નિયમ કર્યા છે તે હવે પછી વિગતવાર વર્ણવ્યું છે એટલે પુનરુકિતના ભયથી અહીં તેનો ઉલ્લેખ કર્યો નથી.

# પહેલી ચોપડીમાંના જોડાક્ષરનું નિયમિત શિક્ષણ

| પહેલો વ્યંજન / બીજો વ્યંજન / જોડાક્ષરનું સ્વરૂપ | પહેલી ચોપડીમાં મથાળે આપેલા તેવા શબ્દો | પહેલી ચોપડીના પાઠોની અંદર આવેલા તેમને મળતા બીજા શબ્દો |
|---|---|---|
| [1] ક્+ક=ક્કી. | નક્કી | |
| | લક્કડ ફોડા | |
| ક્+ખ=ક્ખ. | ચોક્ખા | ચોક્ખાઈ |
| ક્+ત=ક્ત. | જુક્તિ | |
| ક્+ય=ક્ય. | ક્યા | ક્યારા |
| | મૂક્યો | મૂક્યાં |

૧. શિક્ષકે આ શબ્દ શિખવતાં જણાવવું કે જ્યારે 'ક્' બીજા વ્યંજન સાથે જોડાય છે ત્યારે તેની વચ્ચેની લીટીના છેડા સાથે બીજો વ્યંજન જોડવો જોઇએ.

| | | |
|---|---|---|
| ક્+ર=ક્ર.[1] | શુક્રવાર | |
| ક્+ષ=ક્ષ.[2] | અક્ષર | શિક્ષા; પરીક્ષા |
| ખ્+ય=ખ્ય[3] | ભૂખ્યો | ભૂખ્યા |
| | નાખ્યું | નાખ્યા |
| ગ્+ય=ગ્ય.[4] | લાગ્યો | લાવ્યા |
| | વાગ્યા | લાવ્યું |

૧ 'ર' બીજા વ્યંજન સાથે પછી રહીને જોડાય છે ત્યારે પહેલા વ્યંજનમાં તેનું '‿' આવું ચિહ્ન ઉમેરાય છે તે શિક્ષકે બરાબર સમજાવવું.

૨ 'ક્' ને 'ષ' જોડાય છે ત્યારે તેઓ પાસે પાસે મુકાવાને બદલે તેનું નવુંજ આવું 'ક્ષ' રૂપ થાય છે તે પર શિક્ષકે લક્ષ ખેંચવું ને તેનો ઉચ્ચાર બરાબર શિખવવો.

૩ 'ખ્' બીજા વ્યંજનો સાથે જોડાય ત્યારે તેનું 'ખ્' આવું રૂપ મુકાય છે ને ત્યાં બીજા અક્ષરનો મધ્ય ભાગ અડે છે.

૪ 'ગ્' જોડાતાં તેની લીટી નીકળી જાય છે. પછીનો વ્યંજન તેની નજીક મુકાય છે પણ તેને તદન અડકતો નથી.

| | | |
|---|---|---|
| ચ્+ચ=ચ્ચ [1] | વચ્ચે | બચ્ચું, બચ્ચાને, ચચ્ચાર, લુચ્ચા, બચ્ચીઓ |
| ચ્+ય=ચ્ય | બચ્યાં સીંચ્યાં | પહોંચ્યાં |
| છ્+ય=છ્ય [2] | પૂછ્યું | |
| જ્+ઞ=જ્ઞ [3*] | જ્ઞાન | |

૧. 'ચ્' જોડાતાં તેની લીટી નીકળી જાય છે. ને લીટી વગરનો છેડો પછીના અક્ષરના મધ્ય ભાગે જોડાય છે.

૨. 'છ્' જોડાય છે ત્યારે તેના મીંડાના હેઠલા ભાગ આગળ પછી-ના વ્યંજનનો વચલો ભાગ અડે છે તે પર લક્ષ ખેંચવું.

૩. 'જ્' ને ઞ જોડાય ત્યારે તેઓ પાસે પાસે મુકાવાને બદલે તેનું 'જ્ઞ' આવું નવુંજ રૂપ થાય છે તેથી શિક્ષકે તે બરાબર શિખવવું તેનો ઉચ્ચાર કરાવવો ને કેમ લખાય છે તે બતાવવું.

* 'ક્ષ' ને 'જ્ઞ જોડાક્ષર છે પરંતુ તેનું રૂપ જોડાક્ષર જેવું નહિ દેખાતું હોવાથી તેને કેટલાક વ્યંજનમાં ગણી લે છે ને તેની બારાક્ષરી પણ લખે છે. શિક્ષકે તેને જોડાક્ષર ગણાવવા પણ બારાક્ષરી તો શિખવવી. નવાઈની વાત બાળકોને કહો કે 'ઞ' ની બારાક્ષરી લખાતી નથી પરંતુ 'જ્' ની સાથે 'ઞ' મળીને 'જ્ઞ' બને છે ત્યારે 'જ્ઞ' ની બારાક્ષરી લખાય છે.

| | | |
|---|---|---|
| ૧ જ્+ય=જ્ય | બીજ્યા<br>સમજ્યો | |
| ૨ ટ્+ટ=ટ્ટ | છુટ્ટો | |
| ટ્+ઠ=ટ્ઠ | ભટ્ઠી | |
| ૩ ટ્+ય=ટ્ય | છૂટ્યો | |
| ૪ ઠ્+ય=ઠ્ય | ઊઠ્યાં | ઊઠ્યો |

૧. 'જ્' જોડાય છે ત્યારે આખો મુકાય છે ને તેનો છેલ્લો છેડો પછીના અક્ષરના મધ્ય ભાગની જરા ઉપર મુકાય છે.

૨. 'ટ્' પછીના વ્યંજનની ઉપર કે પહેલો મુકાય છે. ઉપર મુકાય છે. ત્યારે તેનું ને પછીના વ્યંજનનું બાળબોધ સ્વરૂપ વપરાય છે તે સ્વરૂપ શિક્ષકે બરાબર શિખવવું.

૩. 'ય' નો ઉપલો છેડો 'ટ' ને મથાળે અડે છે તે તરફ ધ્યાન ખેંચવું.

૪. 'ઠ્' સાથે ય જોડાય ત્યારે 'ઠ' નો ઉપલો છેડો ને 'ય' નો ઉપલો છેડો મેળવવાનું ખાસ ધ્યાનમાં રાખવું.

| | | |
|---|---|---|
| ૧ ડ્+ય=ડ્ય | અહાડ્યો બેસાડ્યાં | મંડ્યો, પડ્યા રડ્યા, બેસાડ્યો, પકડ્યું, |
| ૨ ઢ્+ય=ઢ્ય | કાઢ્યાં | કાઢ્યા, ચઢ્યા, |
| ૩ ણ્+ય=ણ્ય | આણ્યો આણ્યાં | વખાણ્યો જાણ્યું |
| ૪ ત્+ત=ત્ત | પિત્તળ | ઓછાવત્તા, ચત્તુંપાટ |
| ૫ ત્+થ=ત્થ | પત્થર | |

૧. 'ડ્' 'ય' સાથે જોડાય ત્યારે 'ડ' નો ઉપલો છેડો ને 'ય' નો ઉપલો છેડો મેળવવા ખાસ ધ્યાન રાખવું

૨. 'ઢ્' ને 'ય' જોડાય ત્યારે 'ઢ્' ના ઉપલા વાંકા ભાગ સાથે 'ય' નો પહેલો છેડો અડે છે.

૩. 'ણ્' જોડાતાં તેની લીટી નીકળી જાય છે ને પછીનો વ્યંજન તેની નજીક મુકાય છે.

૪. 'ત્' ને 'ત' ના જોડાણમાં પહેલા 'ત' ની માત્ર લીટી થાય છે તેથી 'ત્ત' આવું રૂપ થાય છે તે પર બાળકોનું ખાસ લક્ષ ખેંચવું.

૫ 'ત્' બીજા વ્યંજનો સાથે જોડાય છે ત્યારે તેનું લીટી વગરનું રૂપ મુકાય છે ને તેને બીજા વ્યંજનનો મધ્ય ભાગ અડકે છે.

| | | |
|---|---|---|
| ત્+ય=ત્ય | નિત્ય | ત્યારે, જીત્યો. |
| | ત્યાં | ત્યારપછી, ત્યારથી. |
| | ત્યાંસુધી | ત્યાંલગી |
| ત્+ર=ત્ર [1] | ત્રીજો | ભત્રીજો, ત્રિકોણ. |
| | | ચિત્રો, ત્રણ, રાત્રે. |
| દ્+ય=દ્ય [2] | વિદ્યા | |
| દ્+ર=દ્ર [3] | ચંદ્ર | ચંદ્રમા |

૧. 'ત્' ને 'ર' જોડાય ત્યારે 'ત્ર' આવું રૂપ થાય છે તે પર ખાસ લક્ષ ખેંચવું.

૨. 'દ્' ને 'ય' જોડાતાં 'દ્ય' આવું રૂપ થાય છે તે બાળકોને બરાબર લખતાં શિખવવું.

૩. 'દ્' ને 'ર' ના જોડાણ વખતે 'દ્' પોતાનું જૂનું રૂપ 'દ્' ધારણ કરે છે તે શિખવવું.

| | | |
|---|---|---|
| ૧<br>ધ્+ય=ધ્ય | બાંધ્યું | |
| ૨<br>ન્+ન=ન્ન | અન્ન | |
| ન્+ય=ન્ય | | બન્યા |
| ૩<br>પ્+પ=પ્પ | ચપ્પુ | |
| પ્+ય=પ્ય | આપ્યા | કાપ્યા, ટીપ્યો. |
| | પ્યાલું | રોપ્યાં. |
| ૪<br>પ+ર=પ્ર | પ્રમાણે | પ્રાણી, પ્રભુ. |
| ૫<br>બ્+બ=બ્બ | બબ્બે | |

૧. 'ધ્' ના જોડાણમાં 'ધ્' ની લીટી નીકળી જાય છે ને 'ય' નો વચલો ભાગ તેને અડે છે.

૨. 'ન્' ને 'ન' ના જોડાણમાં પહેલો 'ન્' બીજા 'ન' ની ઉપર મુકાય છે.

૩. 'પ્' ની લીટી નીકળી જાય ને તેનો હેઠલો છેડો પછીના વ્યં-જનને મધ્ય ભાગે અડે છે.

૪. 'પ્' ની સાથે 'ર' ના જોડાણમાં 'ર' નું '/' આવું રૂપ વપરાય છે.

૫. 'બ્' ની લીટી નીકળી જાય છે. છેડો પછીના વ્યંજનને અડે છે.

| | | |
|---|---|---|
| ૧ ભ્+ય=ભ્ય | થોભ્યાં | |
| ૨ મ્+ય=મ્ય | ગમ્યો | રમ્યો |
| ૩ ર્+ય=ર્ય | કર્યો | ભર્યા, ઉતાર્યાં, કર્યું. |
| | નીતર્યું | ઉતર્યા, છેતર્યા, માર્યાં. |
| વ્=ર્વ | સર્વે | |
| ૪ લ્+ય=લ્ય | બોલ્યો | ચાલ્યો, અલ્યા |
| ૫ લ્=લ્લો | છેલ્લો | છેલ્લી, ફોલ્લા, લલ્લુ. |

૧. 'ભ્'—ની લીટી નીકળી જાય છે.

૨. 'મ્' ની લીટી નીકળી જાય છે.

૩. 'ર્' જ્યારે પહેલો આવે છે ત્યારે તેનું રૂપ તદ્દન બદલાઈ જાય છે. ને '૮' આવું રૂપ થાય છે ને તે પછીના અક્ષર પર મુકાય છે. તે પછીના અક્ષરની લીટીના ઉપલા છેડાને અડાડીને દોરાય છે.

૪ 'લ્' ની લીટી નીકળી જાય છે ને પછીના અક્ષરના મધ્ય ભાગે અડે છે.

૫. 'લ્' ને 'લ' ના જોડાણમાં કોઈવાર 'લ્લ' આવું ને કોઈવાર 'લ્લ' આવું રૂપ લખાય છે.

| | | |
|---|---|---|
| ૧<br>વ્+ય=વ્ય | ભાવ્યો<br>આવ્યાં | બોલાવ્યો, આવ્યો, તપાવ્યો, ઠાલવ્યો, ઠરાવ્યો, ભાવ્યો, મેળવ્યો, બોલાવ્યાં, બનાવ્યાં, ઓળખાવ્યા, |
| ૨<br>શ્+ક=શ્ક<br>શ્+મ=શ્મ | મશ્કરી<br>ચશ્મા | |
| ૩<br>શ્+વ=શ્વ | ઇશ્વર | પરમેશ્વર |
| ૪<br>સ્+ત=સ્ત | રસ્તા | |

૧. 'વ્' ની લીટી નીકળી જાય છે ને તેનો હેઠલો છેડો પછીના વ્યંજનના મધ્ય ભાગમાં અડે છે.

૨. 'શ્' પછીના વ્યંજન સાથે જોડાય ત્યારે તેની લીટી નીકળી જાય છે ને પછીનો વ્યંજન તેની નજીક મુકાય છે પણ તદ્દન અડતો નથી.

૩. 'શ્' જ્યારે 'વ' સાથે જોડાય છે ત્યારે તેનું જૂનું રૂપ 'શ્ર' વપરાય છે તે બાળકોને નવું છે. માટે તેમનું જ્ઞાન આપતાં બરાબર લખતાં શિખવવું.

૪. 'સ્' ની લીટી નીકળી જાય છે ને તેની લીટી પછીના વ્યંજનને મધ્ય ભાગે અડે છે.

| | | |
|---|---|---|
| | પસ્તાય | |
| સ્ + ય = સ્ય | પીરસ્યાં | |
| સ્ + વ = સ્વ | સ્વપ્નું * | |
| હ્ + ય = હ્ય [1] | રહ્યો<br>રહ્યાં | ડાહ્યો, નાહ્યા, રહ્યા,<br>દોહ્યા, કહ્યું. |
| ળ્ + ય = ળ્ય [2] | મળ્યો<br>નીકળ્યા | મળ્યું, વાળ્યા<br>નીકળ્યું |

* 'સ્' ને 'વ' તથા 'પ્' ને 'ન' જોડાએલ છે તે પર લક્ષ ખેચવું.

૧ 'હ્' ને 'ય' નું જોડાણ થાય ત્યારે 'હ્' નું જૂનું રૂપ 'હ્' વપરાય છે પછી તેની સાથે 'ય' એવો મળી જાય છે કે 'હ્ય' આવું રૂપ વપરાય છે. વિદ્યાર્થીઓ આમાં બહુ ભૂલો કરે છે માટે બરાબર શિખવવું.

૨. 'ળ્' જ્યારે 'ય' સાથે જોડાય છે ત્યારે તેનો લીટી જેવો ભાગ નીકળી જાય છે ને તેનો બાકીનો ભાગ 'ય' ના મધ્ય ભાગે જોડાય છે.

# પહેલી ચોપડીના પાઠવાર અઘરા શબ્દો.

પાઠ ૧

દિવાળી
અક્ષર
ઊઠ્યાં
ત્રણ
લીંપેગુંપે
સંજોરી
આંગણું
દારૂખાનું
ફટાકડા

પાઠ ૨

ત્રીજો
શુક્રવાર
છેલ્લો
ગુરુ
મુસલમાન
જુમેરાત
અઠવાડીઉં

પાઠ ૩

રહ્યો
પાંગીઉં
ચંચળ
ફૂલ ઝાડ
અહીં
સીસી
ટાંગેલાં

પાઠ ૪

શિખામણ
ઇશ્વર
જ્ઞાન
નિત્ય
નાહ્યા
શિક્ષા

પાઠ ૫

લાગ્યો
પહેરેલાં
લેંધી

પાઠ ૬

ચોકખાઈ
ધૂળ
ચોકખાં
ફોલ્લા

પાઠ ૭

વરસગાંઠ
ભાળ્યો
કર્યો
ક્યારે
આપ્યા
અડાડયો
કર્યું
કહ્યું
પૂછયું
પડ્યા
મંડયો

પાઠ ૮

ભત્રીજો
ફુઓ
પીતરાઇ
મસિઆઇ
ફોઇઆત

પાઠ ૯

સર્વે
હરખાઉં
ઉંઘાડવા

પાઠ ૧૦

ત્યાં
બોલ્યો
પ્રમાણે
સોરાબજી
આવ્યા
ત્યારે
ઉતર્યા
માંડયું
કર્યાં

પાઠ ૧૧.

પીરસ્યાં
બબ્બે
આશોપાલવ
શંભુભાઇ
પોંઆ

કુલડીઓ
બેસાડયાં
મૂકયાં
નાખ્યા

પાઠ ૧૨

ધીરૂ
રામુ
જીત્યો

પાઠ ૧૩

મળ્યો
કાંચળી
મળ્યું
ત્યારથી
હોં
પરીક્ષા

પાઠ ૧૪

ફેંકાફેંકી
વાગ્યા
માર્યો
ડાહ્યો
આળસીઓ
દુઃખ

પાઠ ૧૫

ખીજ્યા
ફાંફાં
જાણ્યું
પાડ્યા

પાઠ ૧૬

નક્કી
છુટ્ટો
છૂટયો
સમજ્યો
હોશિયાર
રહ્યો
શાબાશ

પાઠ ૧૭

ચપ્પુ
ગમ્યો
આણ્યો
પૂછ્યું
લલ્લુ
વખાણ્યો
ઊઠ્યો
મંડયો

મૂકયો
કાપ્યા
નીકળ્યા

પાઠ ૧૮

મશ્કરી
પસ્તાય
બચ્યાં
લાગ્યું
છેતર્યા

પાઠ ૧૯

શિઆળ
જુક્તિ
અલ્યા
દુઃખ
વિચાર
બાંધ્યું
રસ્તો

પાઠ ૨૦

અન્ન
ભૂખ્યો
મળ્યું
ચાલ્યા

પાઠ ૨૧

ઇશ્વર
વિદ્યા
ચંદ્ર
પ્રભુ
અગણિત
કર્યા

પાઠ ૨૨

સ્વપ્નું
શિકાર
બચ્યું
પકડયું
રાત્રે
પુરુષ
પરમેશ્વર
બન્યા

પાઠ ૨૩

આણ્યું
મણા
ઉંદરડી
હંમેશાં

પાઠ ૨૪

કુંફાડા
છૂંદી
નીકળ્યું
પ્રાણ

પાઠ ૨૫

આશિષ
પ્રભુ

પાઠ ૨૬

ચતુરાઈ
સૂઝી
ચાલ્યો

પાઠ ૨૭

બોલ્યા
બચ્ચીઓ
દાતરડાં
ચચ્ચાર

પાઠ ૨૮

પહોંચ્યાં
ઉતાર્યો
ઢાલચ્યો
પટલાણી
દહાડીઆ

પાઠ ૨૯

લણણી
સર્વે
ઈશ્વર

પાઠ ૩૦

પિલાય
ઉપણીએ
ફુંસાં

પાઠ ૩૧

ચંદ્રમા
ત્યાંસુધી
નીકળ્યા
બોલ્યો
ત્યારપછી
ઝગઝગે

પાઠ ૩૨

બેસાડયાં
આવ્યાં
લાગ્યાં

ફેરાં
હમણા

પાઠ ૩૩

થોભ્યાં
રહ્યાં
ચોકખી
મઝા
બિચારા
ખુશી

પાઠ ૩૪

પત્થર
પ્યાલું
નીતર્યું
રસ્તા

પાઠ ૩૪

ભઠ્ઠી
સીંચ્યાં
ચપ્પુ
નાખ્યું
કર્યો

પાઠ ૩૫

મૂકયો

પૂછ્યું
સમજ્યો
પિત્તળ
તપાવ્યો.
ટીપ્યો
ટિપાય
કાઢ્યા
ઓળખાવ્યા

પાઠ ૩૬

કાઢ્યા
ત્રીજો
બોલાવ્યા
બતાવ્યાં
વટાવ્યા

પાઠ ૩૭

લક્કડફેડા
કયાં

પાઠ ૩૮

ફુલઝાડ
કયારા
ત્રિકોણ
રોપ્યાં

ફણાંવાળું
આવ્યોરામ
લીલાંછમ

પાઠ ૩૯

વચ્ચે
મુળીઉં
ફૂટેલી
પાંદડાં
ત્યાંલગી

પાઠ ૪૦

ખરબચડી
ઊગતાં
ઘણાંખરાં

પાઠ ૪૧

ચઢ્યા
આરીઆના
ઉખેડ્યો

બતાવ્યાં

પાઠ ૪૨

ડીટું
ચૂસી

પાઠ ૪૩

વચ્ચે
આવ્યા

પાઠ ૪૪

પત્થર
રસ્તે
ગબડ્યું
ચત્તુંપાટ

પાઠ ૪૫

દોહ્યા
દહીં

શિખંડ
પેંડા

પાઠ ૪૬

ચશ્મા
બબ્બે
પ્રાણી
છેલ્લી
વચ્ચે
માંસ

પાઠ ૪૭

ઇંડાં
બચ્ચાં
ત્યાંસુધી
જોડાએલાં

પાઠ ૪૮

ભૂખ્યો

લુચ્ચાં
સળેલું
નાખ્યું
ભાવ્યું

પાઠ ૪૯

પ્યાલાં
આણ્યાં
કાઢ્યા
પ્યાલું
હલાવ્યું
મેળવ્યો
બનાવ્યો

પાઠ ૫૦

બાંધ્યું
દોયણાં



# શબ્દશિક્ષણ.

---

## ધોરણ બીજું.

### ‘ ઋ ’ સ્વર

પહેલી ચોપડીમાં બાળકો જે સ્વરો શીખી ગયાં છે તે ઉપરાંત એક વધારાનો સ્વર ગુજરાતી ભાષામાં વપરાય છે તે ‘ ઋ ’ છે. ‘ ઋ ’ ની શરૂઆત આ ધોરણમાં નવીજ છે, તેથી બાળકોને તેનો ઉચ્ચાર ને લખવાની રીત બરાબર શિખવવાં. તે સાથે ‘ ઋ ’ જ્યારે વ્યંજનોમાં મળે છે ત્યારે તેનું ટુંકું રૂપ ‘ ૃ ’ આવું થાય છે તે પણ શિખવવું. વ્યંજનો સાથે મળતાં તેનાં કેવાં રૂપો થાય છે તે નીચે બતાવ્યાં છે.

**કૃ, ગૃ, જૃ, થૃ, દૃ, પૃ, મૃ,**

‘ ઋ ’ સ્વર વપરાયો હોય તેવા કેટલાક શબ્દ આ નીચે આપ્યા છે.

***ઋતુ, પૃથ્વી, *દૃઢ, *ઋષિ, *કૃપા,**

---

* આ નિશાનીવાળા શબ્દો જોડાક્ષર નથી છતાં કેટલાક તેને જોડાક્ષર ગણે છે કે માને છે તે ભૂલ છે. કૃપાની જોડણી ‘ ક્ ને ઋ કૃ, પ્ ને કાનો પા ’ એવી રીતે થાય.

# બીજી ચોપડીમાંના જોડાક્ષરનું નિયમિત શિક્ષણ.

| પહેલો વ્યંજન પછીનો વ્યંજન જોડાક્ષરનું સ્વરૂપ | પાઠને મથાળે આપેલા જોડાક્ષર | પાઠની અંદર આવતા તેમને મળતા બીજા શબ્દો. |
|---|---|---|
| ક્+ક=ક્ક | * | લક્કડ, જક્કી, સિક્કા, ચક્કર ડુક્કર, નક્કર |
| ક્+ખ=ક્ખ | * | ચોક્ખું |
| ક્+ત=ક્ત | *ભક્તિ | ભક્ત, ફક્ત, ડાક્તર |
| ક્+ય=ક્ય | * | ફેંક્યું ઉંચક્યો, ક્યારડા, પાક્યો |
| ક્+લ=ક્લ [1] | | ક્લેશ |
| ક્+ષ=ક્ષ | * | દક્ષિણ, જોડાક્ષર, દ્રાક્ષ |
| ક્+ષ્+મ=ક્ષ્મ [2] | લક્ષ્મણ | |

* વચ્ચે જ્યાં આવી નિશાનીઓ કરી છે તે :નિયમો પહેલા ધોરણમાં આવી ગયા છે તે ત્યાં જોવા.

૧. 'ક્" ને 'લ' જોડતાં 'ક્' નું વ્યંજનદર્શક ચિહ્ન પડતું મુકાય છે. ને 'ક્' ની વચલી લીટી 'લ' ને મુખ્ય ભાગે અડકે છે.

૨. 'ક્, ષ્ ને મ' જોડતાં પહેલાં 'ક્ષ્' થાય છે. પછી 'ક્ષ્મ' થાય છે.

| | | |
|---|---|---|
| ખ્ + ય = ખ્ય | * | શીખ્યો, રાખ્યું, નાખ્યા |
| ૧ ગ્ + ન = ગ્ન | | લગ્ન |
| ગ્ + ય = ગ્ય | * | ભાગ્યશાળી, ભાંગ્યું, ઊગ્યા |
| ૨ ઘ્ + ય = ઘ્ય | | ઊંઘ્યાં |
| ચ્ + ચ = ચ્ચ | * | બચ્ચું, વચ્ચે, ખચ્ચર. |
| ૩ ચ્ + છ = ચ્છ | ગુચ્છો | કચ્છ, ઇચ્છા |
| ચ્ + ય = ચ્ય | * | બચ્યો |
| છ્ + ય = છ્ય | * | પૂછ્યું |
| ૪ જ્ + જ = જ્જ | | સજ્જડ |

૧. 'ગ્' ની લીટી પડતી મુકાય છે ને તે પછીના વ્યંજનની નજીક મુકાય છે પરંતુ તદ્દન અડીને નહિ.

૨. 'ઘ્' ના જોડાણમાં 'ઘ્' ની લીટી પડતી મુકાય છે.

૩. 'ચ્' ને 'છ' જોડાય છે ત્યારે 'ચ્' ની લીટી નીકળી જાય છે

૪. 'જ્' ને 'જ' જોડાતાં 'જ્' નું વ્યંજનદર્શક ચિહ્ન જતું રહે છે ને બંને અડીને રહે છે.

| | | |
|---|---|---|
| જ્+ઞ=જ્ઞ | * | જ્ઞાન |
| જ્+ય=જ્ય | * | સરજ્યા |
| ઝ્+ય=ઝ્ય[1] | | દાઝ્યું |
| ટ્+ટ=ટ્ટ | * | છુટ્ટી, કટ્ટા, ટટ્ટી, ટટ્ટુ |
| ટ્+ઠ=ટ્ઠી | * | છટ્ઠી, ભટ્ઠી લટ્ઠ |
| ટ્+ય=ટ્ય | * | ફૂટ્યું, ભેટ્યા |
| ઠ્+ય=ઠ્ય | * | ઊઠ્યો |
| ડ્+ય=ડ્ય | * | પહોંચાડ્યો રડ્યું ખડ્યું |
| ઢ્+ય=ઢ્ય | * | કાઢ્યા, ચઢ્યું |

૧. 'ઝ્' ને 'ય' ના જોડાણમાં બંને પાસે મુકવા ને 'ઝ' ના ઉપલા છેડાને 'ય' નો પહેલો છેડો અડાડવો.

| | | |
|---|---|---|
| ણ્+ય=ણ્ય | * | જાણ્યું, અજાણ્યું |
| ત્+ક=ત્ક [1] | તત્કાલ | |
| ત્+ત=ત્ત | * | ઉત્તર, અત્તર, ઉત્તમ |
| ત્+થ=ત્થ | * | કત્થાઇ |
| ત્+ન=ત્ન [2] | યત્ન | |
| ત્+ય=ત્ય | * | ત્યાં, ત્યારે |
| ત્+ર=ત્ર | * | પત્ર, ચૈત્ર, પુત્ર, મિત્ર, |
| થ+વ=થ્વ [3] | ૦ | પૃથ્વી |

૧. ૨ | 'ત્' ની સાથે 'ક' | 'ન' જોડાય છે ત્યારે 'ત્' ની લીટી પડતી મેલાય છે.

૩. 'થ્' ના જોડાણમાં લીટી નીકળી જાય.

| | | |
|---|---|---|
| દ્+દ=દ્દ [૨] | મુદ્દલ | |
| દ્+ધ=દ્ધ [૨] | ઓદ્ધો | |
| દ્+ય=દ્ય | * | વિદ્યાર્થી, ઉદ્યોગી. |
| દ્+ર=દ્ર | * | રામચંદ્રજી, છિદ્રો, |
| ધ્+ય=ધ્ય | * | ધ્યાન, મધ્ય |
| ધ્+ર=ધ્ર [૩] | ० | ધ્રૂજતો |
| ન્+ન=ન્ન | * | હુન્નર |
| ન્+મ=ન્મ [૪] | ० | જન્મ |

૧. દ્ ને દ જોડાય છે ત્યારે 'દ્દ' આવું નવુંજ રૂપ થાય છે.

૨. દ્ ને ધ જોડાય છે ત્યારે દનું જૂનું રૂપ 'દ્' થાય છે તે ઉપર મુકાય છે ને તેની નીચે ધ મુકાય છે.

૩. ધ્ ને ર ના જોડાણમાં ધ આખો રહે છે ને 'ર'નું '/' આવું રૂપ અંદર દાખલ કરાય છે.

૪. ન્ ની લીટી પડતી મુકાય છે.

| | | |
|---|---|---|
| ન્+ય=ન્ય | * | ધાન્ય, માન્યો |
| પ્+ય=પ્ય<br>પ્+ર=પ્ર | *<br>* | આપ્યા, ચાંપ્યા,<br>પ્રધાન, પ્રાર્થના, |
| ૧<br>બ્+ય=બ્ય<br>૨<br>બ્+ર=બ્ર | ૦<br>૦ | દાબ્યો<br>ઇબ્રાહીમ |
| ૩<br>ભ્+ર=ભ્ર | ભ્રમર | ૦ |
| મ્+ય=મ્ય | * | આથમ્યા, રમ્યા |
| ૪<br>ર્+ખ=ર્ખ<br>ર્+ગ=ર્ગ | મૂર્ખ<br>વટેમાર્ગુ | ૦<br>વર્ગ, રાજમાર્ગ |

૧. 'બ્' ની લીટી નીકળી જાય છે.

૨. 'બ્' ને 'ર' જોડાતાં 'બ' માં 'ર' નું '/' આવું રૂપ મેળવાય છે.

૩ ,ભ્' ને 'ર' ના જોડાણમાં પણ ઉપર પ્રમાણેજ થાય છે.

૪. 'ર્' જ્યારે કોઇ પણ વ્યંજન સાથે પહેલો રહીને જોડાય છે ત્યારે પછીના વ્યંજન પર તેનું 'ર્ં' આવું રૂપ મુકાય છે.

| | | |
|---|---|---|
| ર્+ડ=ર્ડ | ગાર્ડ | |
| ર્+ણ=ર્ણ | વાર્ણન | |
| ર્+થ=ર્થ | ૦ | તીર્થ |
| ર્+દ=ર્દ | નિર્દય | |
| ર્+ધ=ર્ધ | અર્ધું | અર્ધી, નિર્ધાર |
| ર્+પ=ર્પ | દર્પણ | |
| ર્+મ=ર્મ | ધર્મશાળા | |
| | બાપકર્મી | આપકર્મી |
| ર્+ય=ર્ય | * | વિચાર્યું, પહેર્યા, ચર્યા ગણકાર્યું, ઉતર્યા સૂર્ય, |
| ર્+વ=ર્વ | * | પર્વ, પૂર્વ, પૂર્વે |

| | | |
|---|---|---|
| લ્+ય=લ્ય | * | કૌશલ્યા, ઝાલ્યું |
| લ્+લ=લ્લ | * | મુલ્લાં, ચકભિલ્લુ, |
| વ્+ય=વ્ય | * | ગુમાવ્યું, લજવ્યું, |
| શ્+ક=શ્ક | * | લશ્કર |
| શ્+ચ=શ્ચ | પશ્ચિમ[૧] | ૦ |
| શ્+મ=શ્મ | * | દુશ્મન |
| શ્+ર=શ્ર[૨] | શ્રાવણ | શ્રીરામ |
| શ્+વ=શ્વ | * | પરમેશ્વર, ઈશ્વર |
| ષ્+ક=ષ્ક[૩] | પુષ્કળ | ૦ |

૧. 'શ્' ને 'ચ' ના જોડાણ વખતે બંનેનાં જૂનાં રૂપો 'श' ને 'च' વપરાય છે તે બાળકોને બરાબર શિખવવાં એટલે ભૂલ કરશે નહિ.

૨. 'શ્' ને 'ર' ના જોડાણ વખતે 'શ્' નું જૂનું રૂપ 'श्' વપરાય છે ને તેમાં 'ર' નું '/' આવું રૂપ મેળવાતાં 'શ્ર' થાય છે.

૩. 'ષ્' ની લીટી નીકળી જાય છે.

| | | |
|---|---|---|
| ૧ | | |
| સ્+ટ=સ્ટ | સ્ટેશન | |
| સ્+ત=સ્ત | * | દોસ્ત, મસ્ત, વસ્તુ, |
| સ્+ત્+ર=સ્ત્ર | વસ્ત્ર | સ્ત્રી, વસ્ત્રો |
| ૨ | | |
| સ્+પ=સ્પ | વનસ્પતિ | ૦ |
| સ્+ય=સ્ય | * | વસ્યા |
| સ્+લ=સ્લ | સ્લેટ | ૦ |
| સ્+વ=સ્વ | સ્વાદે | સ્વાદ |
| સ્+સ=સ્સ | ગુસ્સો | ૦ |
| સ્+હ=સ્હ | સ્હોય | ૦ |
| ૩ | | |
| હ્+મ=હ્મ | બ્રાહ્મણ | |
| હ્+ય=હ્ય | * | ડાહ્યો, વહ્યાં, |
| ળ્+ય=ળ્ય | * | નીકળ્યા, પાળ્યું |

૧. 'સ્' ના બીજા વ્યંજન સાથેના જોડાણ વખતે તેનીલીટીનીકળી જાયછે.

૨. સ્ ત્ ' ને ર ' ના જોડાણ વખતે સ્ની લીટી નીકળી જઈ તેની સાથે ત્ર આવે છે તે પર લક્ષ ખેંચવું.

૩. ' હ્ ને મ ' ના જોડાણ વખતે હ્નું રૂપ ' હ્ ' થાય છે પછી તેની સાથે મ એવો મળી જાય છે કે તેનું ' હ્મ ' આવું રૂપ થાય છે તે બરાબર લખતાં શિખવવું,

# બીજી ચોપડીના

## પાઠવાર અઘરા અઘરા શબ્દો.

| | | | |
|---|---|---|---|
| પાઠ ૧ લો. | પાઠ ૨ જો. | શિઆળો | સંતરાં |
| પરમેશ્વર | વર્ણન | સૂદ | દ્રાક્ષ |
| કર્યું | ભ્રમર | પખવાડીઆની | કૂદતી |
| વટેમાર્ગુ | પૂર્વે | તિથિ | —— |
| ભક્તિ | ફુટડા | ચૈત્ર | પાઠ ૫ મો. |
| પૃથ્વી | ભક્ત | વૈશાખ | સજ્જડ |
| ધર્મશાળા | મુલ્લા | અશાડ | ડાહ્યો. |
| સુથાર | ગૂં ગૂં | ખૂબ | પૂછ્યું |
| બાંધ્યું | પત્ર | પર્વ | મઝા |
| મઘમઘે | પ્રભુ | —— | ઝાંપો |
| ફૂલ | ધ્યાન | પાઠ ૪ થો. | નિશાન |
| ઊતરાણ | —— | કડકડતાં | દોસ્ત |
| ક્યાંથી | પાઠ ૩ જો. | વિખુટા | ઝપાટો |
| ઉડાડવા | ઋતુ | પિત્તળ | લોહીલોહાણ |
| ચંદ્રમા | મહીના | સુખડીઆ | છુંદાઈ |
| ઝગઝગે | શ્રાવણ | મિઠાઇ | બચ્ચો |
| સરજ્યાં | વસ્ત્ર | લક્કડ | ઝાલ્યો |
| હોશિયાર | દિવાળી | પુષ્કળ | પ્રેમ |
| —— | માગશર | સરૈયા | ભાગ્યશાળી |
| | પોષ | બહેકબહેક | વિદ્યા |

પાઠ ૬ ઠો.
શેઠાણી
પુત્ર
ઓવારણાં
ફોઇ પગલું
લાડકવાયો
કુટેવ
અટકચાળાં
વિચાર્યું
ગમ્યું
રઝળતો
મસ્તી
તંમર
હાડવૈદ
શિખામણ.

---

પાઠ ૭ મો.
જક્કી
વાછરડાં
પાડાં
લવારાં
ગાડરાં
બચ્ચું
ઝોક
હૂંફ
ઊંચી
પિવાડતો
વિઆય
શિકારી
પ્રાણી
અજાણ્યું
અભાગીઉં

---

પાઠ ૮ મો.
અહીં
ગોંધતો
બંદીખાનું
ચાંદની
છુટ્ટું
કૂદવું
સમજાવ્યું
ઊંઘ્યાં
પહોંચ્યું
મૂક્યું
ફાવ્યો

---

પાઠ ૯ મો.
રિસાળ
મુદ્દલ
હઠીસીંગ
રિસાય
રીસ
ભાગ્યે
આડોશીપા-ડોશી
ભાઇભાંડુ
ઊંહઊંહ
વીંછી
ઢોંગ
પસ્તાયો
પાટલુન
પહેર્યાં

---

પાઠ ૧૦ મો.
વિષે
યત્ન
કરોળીઓ
તૂટેલે
હિંમત
હોંસ
ભીડયો
છટ્ટી
નિર્ધાર
યત્ન
અનંત

---

પાઠ ૧૧ મો.
ચકભિલ્લુ
કુચ્છ
ગુરુજી
અજીતસિંહ
ઠર્યા
બહાદુરસિંહ
શિવશંકર
બન્યા
કિલ્લો
ધૂળ
અંતરે

| | | | |
|---|---|---|---|
| ચક્કર | પાઠ ૧૩ મો. | પોંક | સંતાપ |
| ઘૂમી | અર્ધું | મોજમઝા | નિંદે |
| થાકયો | સ્વાદે | વહેંચી | બળવંતા |
| પેંતરા | ગણગણતી | ઉલટભેર | કલેશ |
| ફેંકી | કુટુંબ | હોંસભેર | —— |
| ભૂલથાપ | છંછેડે | ફૂટયું | પાઠ ૧૬ મો. |
| શાબાશ | ડંખીએ | ભૂલ | રામચંદ્રજી |
| —— | ચકચકે | રમકડું | દર્પણ |
| પાઠ ૧૨ મો. | સોહામણી | દાબ્યો | પુનેમ |
| ૯૯ | પુટડા | —— | શ્રી રામ |
| દિવસ | માલમતા | પાઠ ૧૫ મો. | કૌશલ્યા |
| છુટ્ટી | દુભવો | ઢીંગલી | પૂર્વ |
| વિના | નુકસાન | તખતો | ઊગ્યો |
| નહિ | ઉપયોગ | ઝૂટવી | ઇચ્છા |
| પીતરાઇ | ચાહશે | ભાંગ્યો | રૂપાળા |
| અત્યારે | ભલું | ખેંચતાણ | ધર્યા |
| સુનું | બુરૂં | હમણા | ફાંફાં |
| અહાહાહા | —— | બેનપણીઓ | માર્યાં |
| સિવાય | પાઠ ૧૪ મો. | અપાવ્યું | ગણકાર્યું |
| મિત્ર | પુતળાં | કબાટ | હાલરડું |
| | ધાન્ય | સહીઅરો | પ્રધાન |
| —— | અંગેઠી | કકા | મંગાવ્યા |

પાઠ ૧૭ મો
વિચાર્યું
બ્રાહ્મણ
વિદ્યાર્થી
મૂર્ખ
ધણીધણિઆણી
સુરજ
કચરોપુંજો
ભક્તિ
છૈયાં
ઇશ્વર
નોળીઓ
તરફડતું
લોહિઆળું
ગુસ્સો
ભાંગીતુટી
અભાગણી
પસ્તાય

---

પાઠ ૧૮ મો.
હોશિયાર
ગાર્ડ
સ્ટેશન
સંદેશો
સોંપ્યો
ખોડંગતો
દુઃખી
પાળ્યો
નવાડયો
હુંફાળું
છાપું
ફેંકજો.
ખડખડાટ
સિસોટી
પંપાળી
કેળવ્યો
મિનિટ
ઝપાટાબંધ

---

પાઠ ૧૯ મો.
હીંચકા
હિંચોળે
બિચારો
ઢીમણું
હડસેલી
ખસેડયા
ચઢાવ્યો
બઝાડીને
ખવડાવ્યા.

---

પાઠ ૨૦ મો.
પાદશાહ
ઓદ્ધા
રૈયત
નીમણુક
શાહજાદા
ચીતરામણ
તહેનાત
છોકરવાદી
ફરજંદો
અલ્લા
દીલગીરી
હૈયું

---

પાઠ ૨૧ મો.
આંધળો
લંગડો
ઢેકાઢળીઆ
પક્ષી
કોહલાં
ખોંખારો
ચોકખું
દુઆ

---

પાઠ ૨૨ મો.
પડછાયો
જડયું
કિનારે
અર્ધી
પૂલ
ભોંભોં
ગુમાવ્યું

---

પાઠ ૨૩ મો.
બ્રાહ્મણ
હડખાએલા
ગણકારતાં
સંદેહ

હડખાયું
હડખવા
ઠાવકું
પહેરેલું
શિકારી
જુઠું
ઉંચકયાથી
અભડાયો
નાહવા
ખુલ્લું
ભરોસો

---

પાઠ ૨૪ મો
માર્યો
ફક્ત
ગોળમટોળ
ચટાપટા
છાનોમાનો
બગાડયું
રૂપાળો
છીનવી
શિખામણ
ભૂલીશ

---

પાઠ ૨૫ મો.
કુહાડી
પિતા
બન્યો
ઝાંપે
હલાવ્યું
નિહાળ્યું
ડર્યો
રડયો
ચીસ
ઝુલતાં
સૂણી
સંપત

---

પાઠ ૨૬ મો.
છૈયે છોકરે
પૈસે ટકે
ખૂટી
ખૂબસુરત
ભૂખ
દુઃખ
મૂલ
ભૂખ્યો
મુકામ

પાઠ ૨૭ મો.
ચોકખા
ઝરો
શીંગડાં
બડબડતા
ફુટડા
લજવ્યું
લલકારવું
છલંગ
પારધીઓ
ઝાડી
ખેંચતાણ
ખડખડાટ
ઝાલ્યું
વખોડવી
નહિ

---

પાઠ ૨૮ મો.
શિઆળ
રંગરેજ
જરદી
જંગલ
સિંહ
પ્રધાન
લુહાર
કોઢ
ભઠ્ઠી
દાઝયું
ચાંપ્યા

---

પાઠ ૨૯ મો.
નાનુભાઇ
લગ્ન
વહુ
પિએર
ટાંકણે
ચડભડી
મોઘે
શેખી

ચૌટું
ભારેખમ
——
પાઠ ૩૦ મો.
આપકર્મી
અભેસીંગ
આપકર્મી
મોહનસીંગ
પરણાવ્યો
સોંપ્યું
તીર્થ
ઉદેસીંગ
દશેરા
પર્વ
ઓચીંતી
લશ્કર
હિંમત
લૂણ
પ્રાર્થના
ઘંટ
તડંગધુમ
દુશ્મન

ફેંક્યો
ભેટ્યા
પહેરામણી
——
પાઠ ૩૧ મો.
ચર્યો
લહેર
તડુકતો
ખાબોચીઉં
ચઢાઉ
ફુલાવ્યું
ગુસ્સે
——
પાઠ ૩૨ મો.
ખરડાએલે
ભિખારી
ઉતર્યો
ખરડાયાં
હંમેશાં
ધ્રૂજતો
સોભાગચંદ
ઝીણાં

પહેર્યાં
ઋતુ
સાહુકાર
ઊન
વર્ગ
લુગડાં
કચરાશા
બોરીઆં
——
પાઠ ૩૩ મો.
વાણીઆ
હમણા
સ્ત્રી
પહેરેલા
ઢંકાએલાં
અર્ધાં
આંગળાં
અંગુઠીઆં
જોટવાં
નિશાનીઓ
રાજમાર્ગ
ઢુંકડું

વસ્યા
ખંતીલા
પુષ્કળ
——
પાઠ ૩૪ મો.
મહિમા
જગપતિ
સરજાવ્યાં
નવરંગી
તરુપાન
સિંધુ
સરિતા
રળિઆમણી
શીતળ
સૂર્ય
જળમહીં
ચાવણું
સરજનહાર
——
પાઠ ૩૫ મો.
વસંતઋતુ
સ્હોય

વનસ્પતિ
વિશાળ
છજેલ
નાળિએરી
તંબુ
પૃથ્વી
પલ્લવ
વિશેષ
ફુવારા
ગુંજાર
શિખંડ
પશ્ચિમ
દક્ષિણ

——

પાઠ ૩૬ મો.
દિશાઓ
પશ્ચિમ
નિશાળ
પૂર્વ
ઊગમણી
કસરતશાળા
આથમણી

વસ્તુ
માં
ઉત્તર
હંમેશાં

——

પાઠ ૩૭ મો.
નકશો.
સ્લેટ
વિજયા
સાર્થીઓ
મુકુંદ
પહેલો
ફુટપટી
ઇંચિ
મધ્ય
પગથીઉં
મૂક્યું
લંબચોરસ
ગેલેરીઓ
માસ્તર
ખુરસી

——

પાઠ ૩૮ મો.
સ્ટેશન
શીખ્યો
નિશાન
મુકાવ્યું
વીસ
ચાળીસ
ખડકેલાં
ગોચર

——

પાઠ ૩૯ મો.
સહેલ
વર્ગ
ભરાએલો
ખૂશ
આંબાવાડી
નિચાણ
દહેરૂં
ઇશ્વરલાલ
લલ્લુ
મઝા
કાંઠા

ભાડું
વહેણ
જ્યારે
ક્યારડા
ઉંચી
સુગમ
મસ

——

પાઠ ૪૦ મો.
અધિકારી
વાળુ
રૂપીઆ
કુવા
બંદોબસ્ત
હવાલદાર
મામલતદાર
ઢેડ
રાવણીઓ
તલાટી
હરિભાઇ
ખેડ્યું
હુંડી

ડાક્તર

——

પાઠ ૪૧ મો.

વનસ્પતિ
દિશા
ધગધગતા
દાતણપાણી
દુકાનદારો
પક્ષીઓ
ચૂસે છે
આથમ્યા
ઘોંઘાટ

——

પાઠ ૪૨ મો.

લક્ષ્મણ
રામચંદ્ર
સ્ટેશન
ફુંકાય છે.
સર્વે
પહોંચ્યા
ટિકિટ
મૂળ
ફળીઉં
ધાન્ય
ખેંચાઇ

——

પાઠ ૪૩ મો.

નિર્દય
દુઃખ
અક્ષરો
સેકાઉં
ભઠ્ઠી
જન્મ
સેંકડો
જંતુ
છિદ્રો
ચાંચવા

——

પાઠ ૪૪ મો

તાંબું
પુષ્કળ
ટં ટં ટં
તાંબા કુંડી
ઝાંખાં
માંજીએ
બાઝેલો
ઝેરી
સિક્કા
ટંકશાળ

——

પાઠ ૪૫ મો.

પિત્તળ
મજાગરાં
શિરોઇ
માંજેલાં
સસ્તું
કુંચી

——

પાઠ ૪૬ મો.

ઉંડાં
ઝીંઝવો
ગંજી
સુગંધ
અત્તર
ઉપલાણે
પાણીવાટ

પાઠ ૪૭ મો

ગુચ્છો
બાઝેલી
સળંગ
ઇબ્રાહીમ
સેંકડો
ઘઉં
મહીકાંઠા
લલ્લુભાઇ
રાતડીઆ

——

પાઠ ૪૮ મો.

વસ્ત્રો
કૌવતવાળું
કોશ
અન્ન
લદ્દુ
સંતોષે
ઉત્તમ

——

પાઠ ૪૯ મો.

લીલાછંમ

કાદવકીચડ
ભરડીને
——
પાઠ ૫૦ મો.
વેંત
પીત
અગિઆર
કુક્કર
શિઆળવાં
નુકસાન
વારંવાર
——
પાઠ ૫૨ મો.
રંધાઈ
માંદાં
કણુક
હિસાબે
ઉપયોગી
——
પાઠ ૫૨ મો.
તત્કાળ
મધપુડા

ધુણી
બગાડયું
ઈંડાં
રક્ષણ
ડંખ
હુન્નર
ઉદ્યોગી
——
પાઠ ૫૩ મો.
મરવાં
ખાબોચીઉં
પીછાં
ભિંજાતું
આંગળાં
જોડાએલાં
માંજર
વહાણું
કુકરે કૂક
——
પાઠ ૫૪ મો.
ચીંચીં
તણખલાં

ખુણેખોચરે
બચ્ચાં
——
પાઠ ૫૫ મો.
પ્રાણી
નક્કર
ભુસું
પ્રીતિ
ટટ્ટીઓ
——
પાઠ ૫૬ મો.
નાળબંધ
ભૂંકે છે
વધ્યાં
અડીએલ
કહ્યાગરૂં
ટટ્ટુ
ખચ્ચર
——
યાઠ ૫૭ મો.
ખાંપણ
લમણાં

શીંગડાં
ધુંટી
——
પાઠ ૫૮ મો.
ઇંદ્રિયો
સ્વાદ
ઠુંકું
સૂંધી
——
પાઠ ૫૯ મો.
છુટ્ટી
ખૂલતા
સાલ્લા
કત્થાઈ
ઓછાવત્તા
——
પાઠ ૬૦ મો.
ફલાનલ
બાસ્તો
ભીંગડાં
——
સમાપ્ત.

# અનુલેખન કે શ્રુતલેખન.

બીજા ધોરણમાં જોડાક્ષરના શિક્ષણ ઉપરાંત બે લીટીનું શ્રુતલેખન પણ છે, તેથી છોકરાંને શ્રુતલેખન પણ શિખવવું જોઈએ શ્રુતલેખનના દોષો પણ શબ્દલેખન જેવાજ છે. તે ન થવા શિક્ષકે ખાસ કાળજી રાખવી; ઉપરાંત વિરામચિહ્નોની બાબત નવી વધે છે, વિરામચિહ્નોની સમજ બાળકોને બરાબર આપવી. તેથી તેમના વાચનમાં સુધારો થશે એટલુંજ નહિ પણ લેખનમાં પણ ભૂલ નહિ કરે. વિરામચિહ્નો કયાં ને કેવી રીતે મૂકવાં તે પણ શિક્ષકે બરાબર શિખવવું.

## વિરામચિહ્નો, તેનાં નામ ને તેનો અર્થ.

. પૂર્ણવિરામ. ( પુરો વિસામો )

, અલ્પવિરામ. ( થોડો વિસામો )

; અર્ધવિરામ. ( અર્ધો વિસામો )

? પ્રશ્નવિરામ. ( પ્રશ્ન પૂછાતા હોય તેવો વિસામો )

! ઉદ્‌ગાર કે આશ્ચર્ય વિરામ. ( નવાઈ બતાવવા કે એવે બીજે સમયે લેવાતો વિસામો )

: મહાવિરામ. ( મોટો વિસામો )

‘ કે “ અવતરણચિહ્નમાં ( બીજાના બોલેલા શબ્દો વાપરવાનું શરૂ કરતાં વપરાતું નિશાન )

’ કે ” અવતરણચિહ્ન પૂરૂં. ( બીજાના બોલેલા શબ્દો પૂરા થાય ત્યારે વપરાતું નિશાન )

— ‘ કહે ’ બનાવનારૂં નિશાન.

( કૌંસમાં
) કૌંસ પૂરો } અર્થ બતાવવા વપરાય છે.

